# संगीत पाठावलि

## प्रथम भाग



લેખક અને પ્રકાશકઃ-

**પ્રો. ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાઠી.**

ઠે. શાહપુર, ગરનાળાની પોળ, અમદાવાદ.

## વિદ્યાર્થીઓને મનન કરવા યોગ્ય નવ સોનેરી સુત્રો

૧. પરમાત્મામાં અડગ શ્રદ્ધા રાખી સર્વ કામ કરવાં. ૨. વિદ્યા એજ મનુષ્યનું ખરૂં ધન છે. માટે તે મેળવવા સતત પ્રયાસ કરવો. ૩. સત્ય બોલવું. વિવેકથી તથા મધુર વાણિથી બોલવું. ૪. માતા પિતા તથા શિક્ષકોની પ્રત્યે વિવેકભર્યું વર્તન કરવું. ૫. આળસ તથા અનિયમિતપણાનો ત્યાગ કરવો. ૬. કોઇપણ કામમાં ફતેહ ન મળે તો નિરાશ ન થતાં પ્રયત્ન ચાલુ રાખવો. તો અંતે જરૂર વિજય આપશે. ૭. [illegible]

# संगीत पाठावलि.

## प्रथम भाग.



: લેખક તથા પ્રકાશક :

પ્રો. ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાઠી.

સંગીત શિક્ષક:—અમદાવાદ મ્યુનિસિપાલીટી.

ઠે. શાહપુર, ગરનાળાની પોળ, અમદાવાદ.

પહેલી આવૃત્તિ. પ્રત : ૨૦૦૦

સંવત : ૧૯૯૭ સને : ૧૯૪૧

કિંમત : ૦-૧૨-૦



મુદ્રકઃ— મોહનલાલ હરિલાલ પંડ્યા.

મુદ્રણસ્થાનઃ- શારદાપ્રસન્ન પ્રિન્ટીંગ પ્રેસ, મામાની હવેલી, પાનકોરનાકા—અમદાવાદ.

# અનુક્રમણીકા.

સરસ્વતી સ્તવન. ત્રિપુરગાન પરિચય, અર્પણપત્ર, આભાર દર્શન, અભિપ્રાય, સંગીતનો ધોરણવાર અભ્યાસક્રમ, નોટેશનની સમજૂતિ.



## શાસ્ત્રીય સંગીત



## લોક સંગીત

॥ श्रीसरस्वत्यै नमः ॥

# श्रीशारदास्तवनम् ।

[रचयिता-जगदीशचन्द्र प्राणशंकर आचार्य
बी. ए. हलवदकर ]

॥ वसंततिलकावृत्तम् ॥

फुल्लारविन्ददलनेत्रयुगां प्रसन्नां
शीतांशुशुभ्रवसनां हसिताम्बुजास्याम् ।
वागीश्वरीं विबुधवृन्दसुवन्दनीयां
वन्दे विरिंचितनयां शुभशारदाख्याम् ॥१॥
सौम्यां सुचारुचरितां जननीं जयन्तीं
वीणाविभूषितकरां वरदां विशुद्धाम् ।
स्तुत्यां चतुर्वदनविष्णुमहेशशक्रै-
रिष्टप्रदां भगवतीं परमां स्तवोमि ॥२॥
या सुन्दराकृतिकलापकरनीलकण्ठा-
रूढा वने चरति संमुदिताननश्रीः ।
तन्द्रानिषूदनपटु स्मरणं तदीय-
मानन्ददं निवसनाद् हृदि सर्वदा मे ॥३॥
विद्युत्समा करधृतास्फटिकाक्षमाला
या सेव्यते कविवरैः रसिकैरजस्रम् ।
साज्ञानताघनतमो मम मन्दबुद्धे-
र्निस्सार्य चित्तमखिलं विमलीकरोतु ॥४॥

पीयूषवर्षिरचनामयकाव्यकाराः
प्रापुः समस्तजगति प्रतिभासनाथाः
यस्या उपासनपराः परमां प्रतिष्ठां
भद्रंकरी भवतु सा भवकष्टहर्त्री ॥५॥

भास्वत्किरीटमणिकुण्डलमण्डितास्यां
जैवातृकांशुविशदात्ममरालयात्राम् ।
दिव्यां सुगंधसुमनोहरहारकण्ठां
तां शंकरीं शरणदां शरणं प्रपद्ये ॥६॥

यच्चिन्तनस्तवनकीर्तनपूजनानि
प्रीत्यां प्रसन्नहृदयो मनुजो विधाय ।
निःशेषमष्टकलुषो भुवि धन्यजन्मा-
जन्मा भवत्यवतु सा सुरसूरिसेव्या ॥७॥

मातस्त्वदीयपदपंकजयुग्मलीनं
दीनं भवाम्बुधिनिमग्नमघोरमीशे ।
स्वर्नन्दिनि त्रिविधतापहरेऽम्बिके मां
पाहि प्रसादसदने करुणेश्वरि त्वम् ॥८॥

कार्तिक कृष्णाष्टमी शुक्रवार

संवत् १९९७ ता. २२—११—४०

——×——



कै. पंडित विष्णुदिगंबर पलुस्कर



प्रो. त्रिपुरशंकर रामशंकर त्रिपाठी.

ॐ

श्रीसरस्वत्यै नमः।

# श्रीत्रिपुरपरिचयगानम्।

[ रचयिता- जगदीशचन्द्र प्राणशंकर
आचार्य, बी. ए. (हलवदकर) ]

---

शंकरं शंकरं शर्वं शर्वगीश्वरशेखरम ।
साम्बिकं परमं वन्दे जगत्पूज्यं त्रिशूलिनम् ॥

दिव्यां सुरप्रियतमां सुफलां महिष्ठां
मुग्धीकृताखिलचराचरविश्वचक्राम् ।
आनन्दशान्तिसुखदां परमात्मरूपां
सांगीतिकीं सरसकम्यकलां कवेऽहम् ॥

---

श्रीमत्त्रिपाठिकुलदीपकमग्रजन्म—
श्रीरामशंकरतनुमभवं प्रशस्यम् ।
विद्याक्षमाविनयशान्तिकलानिवासं
नौमि प्रसन्नवदनं 'त्रिपुर' सुमित्रम् ॥१॥
आबाल्यसंस्कृतियुतो निजधर्मरक्तो
नित्यं पितुर्वचनपालनतत्परोऽसौ ।

नैसर्गिकं मधुरकंठमवाप्य धीमान्
संगीतसुन्दरकलां सगुणामपाठीत् ॥२॥

शालोत्सवेषु विविधान्यमहोत्सवेषु
सुस्वागतार्थसमये विदुषां समाजे ।
यः प्रेक्षकान्विविधरागसनाथगीतैः
सम्मोहयत्यत्र तु तं 'त्रिपुरं' महेशः ॥३॥

संगीतमाचरति यः स्वरतालबद्धं
शुद्धं सदा सनियमं रसभावपूर्णम् ।
आलापतानसहितं मधुरं समोदं
जीयाच्चिरं गुणनिधिस्त्रिपुरः स सुज्ञः ॥४॥

संगीतकोविदवराप्तशुभप्रशस्तिः
संगीतपुष्पमधुपानकरः षडंघ्रिः ।
स्निग्धेक्षणः स्मितमुखः सरलस्वभावः
सम्मान्यतां जनपदे त्रिपुराहशास्त्री ॥५॥

यद्भारती रसमयी मधुराकरोन्मां
मुग्धं व्यथामपजहारच चेतसो मे ।
रागैः सुगानमधुरैः भजनैः पवित्रै-
र्भक्त्या युतैः स्वरचितैस्त्रिपुरं तमीडे ६॥

धन्या वयं सकलगुर्जरभूमिरेषा
धन्या सुहृज्जनगणस्त्वपि धन्य एषः ।

जातेन येन विदुषा ‘ त्रिपुरेण ’ देया-
स्तस्मै यशोबलश्रियश्च विभुश्चिरायुः ॥७॥
श्रीशारदाचरणपंकजयुग्मसेवी
नित्यं करोतु रमणीयकलाप्रचारम् ।
मच्चित्तरञ्जनकरस्त्रिपुरो मयूर-
श्चेतांसि नित्यमनुरंजयतां जनानाम् ॥८॥

---

कृष्णैकादशी–सोमवार,

संवत १९९७ ता. २५–११–४०

## અભિપ્રાય.

પ્રો. ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાઠીની સંગીત પાઠાવલિ મેં બરોબર તપાસી છે બાળકોને સંગીતના પ્રાથમિક જ્ઞાન માટે પુસ્તક ઘણુંજ સરળ, રસિક, અને ઉત્તમ શાસ્ત્રીય જ્ઞાનથી સંપૂર્ણ બનાવ્યું છે. ગુજરાતીમાં પ્રકટ થએલા સંગીતના પુસ્તકોમાં આ પુસ્તક શ્રેષ્ઠ છે. મ્યુનિસિપલ સંસ્થાઓ સંગીત વિદ્યાલયો તથા લોકલબોર્ડમાં પાઠ્ય પુસ્તક તરીકે આ પુસ્તક ચલાવવું જોઇએ એવો મ્હારો આગ્રહપૂર્વક અભિપ્રાય છે. તેમણે ગાંધર્વ મહાવિદ્યાલયની પદ્ધતિ પ્રમાણે સારો અભ્યાસ કરેલો છે, અને તેઓ પ્રચારનું સારૂ કાર્ય કરે છે. શ્રી ત્રિપાઠી આવા પુસ્તકો લખી ગુજરાતી સાહિત્યમાં સંગીતના જ્ઞાનમાં વધારો કરે એવી શુભેચ્છા સાથે આ ટુંક અભિપ્રાય પુરો કરૂં છું.

શ્રી ગોપાળરાવ બા. જોષી

પ્રીન્સીપાલ, ગાંધર્વ મહાવિદ્યાલય;

અમદાવાદ, તા. ૩૧–૧૨–૪૦

# अर्पणपत्र

નારાયણ સ્વરૂપે

પૂજ્ય દાદાજી

( હરજીવન ત્રિભોવન ત્રિપાઠી. )

હરિહરાશ્રમ મહારાજના ચરણારવિંદમાં
તમારા આ બાળકના ગાનોદ્યાનનું
પ્રથમ પુષ્પ અર્પણ કરૂં છું
તે
સ્વીકારશોજી.

હું છું આપનો બાળક,
ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાઠી.





दंडिन स्वामी श्री हरिहराश्रम महाराज.



कै. हरिशंकर हरजीवन त्रिपाठी.

बी. ए. एल. एल. बी.

# આભાર દર્શન.

જે વિદ્વાનોની પાસેથી મ્હને આ વિદ્યાનું જ્ઞાન મળ્યું છે, તેમાંથી જેમના ફોટા મળ્યા છે, તે આ પુસ્તકમાં મુકવામાં આવ્યા છે. અને જે સજ્જનોએ મ્હારા કાર્યની કદર કરી સર્ટિફિકેટો લખી મોકલ્યાં છે, તે સર્વનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. પરંતુ ખરો ઉપકાર તો આપણા હાલાકાના બે સુપ્રસિદ્ધ વિદ્વાન કે. પંડિત વિશ્નુદિગંબર પલુસ્કર તથા પંડિત વિશ્નુનારાયણ ભાતખંડેજી જેમણે આ વિદ્યાના પ્રચારાર્થે સમસ્ત હિન્દુસ્તાનમાં મહાન પ્રયાસ કર્યો છે, તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

તદુઉપરાન્ત મ્હારા પૂજ્ય ગુરુવર્ય પ્રો. શંકરરાવ વ્યાસે મ્હારા કાર્યની કદર કરી અભિપ્રાય તથા ઘણી ઘણી સુચનાઓ આપી પ્રોત્સાહન આપ્યું છે; તો તે બદલ આ પુસ્તકમાં તેઓશ્રીનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. તેમજ ગાંધર્વ મહાવિદ્યાલયના પ્રિન્સીપાલ શ્રીયુત ગોપાળરાવ જોશી, ગવર્નમેન્ટ પી. આર. ટ્રે. કોલેજના સંગીતશાસ્ત્રી બાપાલાલ દવે (સંગીત પરિક્ષક, પ્રાથમિક શાળાન્ત પરીક્ષા) વિગેરે સૌએ પુસ્તક વિષે અભિપ્રાય આપી મ્હને આભારી કર્યો છે.

મ્હારા મિત્ર જગદીશચંદ્ર આચાર્ય, કે જેમણે સંસ્કૃત કાવ્યો લખી મોકલ્યાં છે, તેમજ મુરબ્બી કૃષ્ણલાલ મોહનલાલ ત્રિપાઠી (સરખેજકર) તથા ભાઇ રસિકલાલ ચિમનલાલ ત્રિપાઠી બી. એ. બન્નેએ મ્હારા આપેલા ઢાળ પ્રમાણે તુરત કાવ્યો બનાવી આપ્યાં છે, તેમજ મુરબ્બી ગોવિંદરામ ગણપતરામ ભટ્ટ બી. એ. ટીચર, ધી પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ, તથા મુરબ્બી કુલશંકર રા. ત્રિવેદી, જેમણે મ્હને યોગ્ય સલાહ તથા મદદ આપેલી છે, તેમજ ધી ન્યુ એજ્યુકેશન હાઇસ્કુલના શિક્ષક શ્રી હરિહર ભટ્ટ બી. એ. તથા બ્રહ્મચારીવાડી. સંસ્કૃત પાઠશાળાના આચાર્ય ભાઇશ્રી નાગરદાસ બાંભનીયા, જેમણે કાવ્યો આપી, તથા આ લઘુ પાઠાવલી તૈયારી કરવામાં જે જે સજ્જનો તરફથી મ્હને મદદ મળી છે તેમનો હું અંતઃકરણપુર્વક આભાર માનું છું.

અંતમાં શારદાપ્રસન્ન પ્રિન્ટીંગ પ્રેસના માલિક શ્રી. રા. રા. મોહનલાલ હરિલાલ પંડ્યા તથા તેમના ચિ. મ્હારા મિત્ર ગોપીન્દ્રભાઇએ મ્હારા કામમાં જે સરળતા કરી આપી છે, તે બદલ તેમનો આભાર માનું છું.

**ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાઠી.**

# અભ્યાસક્રમ.

**અંગ્રેજી ધોરણ ૧ તથા પ્રાથમિક કન્યાશાળા ધોરણ ૫.**

**શાસ્ત્રીય સંગીત:**—(૧) પાઠ નં. ૧, ૨, ૩, ૪ માંથી ગમે તે પાંચ ગીતો ૧ લક્ષણગીત. ૧ સ ર ગ મ, તથા ૩ ગીત (જુદા જુદા રાગનું એક એક ગીત) રાગના આરોહ અવરોહ વિગેરે શાસ્ત્રીય માહિતિ (૨) તાલ–ત્રિતાલ, દાદરા, કેરવા લાવણી (પૃષ્ઠ ૨૩–૨૪) (૩) સ્વર જ્ઞાન નં. ૧. ૨. (૪) શાસ્ત્રીય માહિતિ સ્વર પ્રકાર સંપૂર્ણ (પૃષ્ઠ ૨–૬), (૫) સ્વર અલંકાર પાઠ ૧, ૨, ૩, ૪ (પૃષ્ઠ ૧૪–૧૫).

**લોક સંગીત:**— ગરબા, અભિનય ગીત, નૃત્ય, ભજન, ભજનધુન, રાષ્ટ્રગીત, કૂચ-ગીત વિગેરેમાંથી દરેકનું એક એક ગીત કુલ ૫થી ૭ ગીત શીખવવા.

**અંગ્રેજી ધોરણ ૨ તથા પ્રાથમિક કન્યાશાળા ધોરણ ૬.**

**શાસ્ત્રીય સંગીત:**—(૧) પાઠ નંબર ૫, ૬, ૭, ૮ માંથી ગમે તે પાંચ ગીતો. ૧ લક્ષણ ગીત, ૧ સ ર ગ મ તથા ૩ ગીત (જુદાજુદા રાગનું એક એક ગીત) રાગના આરોહ અવરોહ વિગેરે શાસ્ત્રીય માહિતિ (૨) તાલ–ત્રિતાલ, દાદરા, ચૌતાલ (એકતાલ) રૂપક, (પૃષ્ઠ ૨૩–૨૪) (૩) સ્વર જ્ઞાન નં. ૩, ૪, ૫, (૪) શાસ્ત્રીય માહિતી રાગ–પ્રકાર તથા તાલ–પ્રકાર સંપૂર્ણ (પૃષ્ઠ ૬–૧૧) (૫) સ્વર અલંકાર પાઠ ૫, ૬, ૭ વાદન–સ્વર અલંકાર પાઠ નં. ૧ થી ૭ તથા સ્વર નિબંધ પ્રકાર નં. ૭ (પૃષ્ઠ ૨૧) તથા પ્રસ્તાર અલંકાર.

**લોક સંગીત:**— ગરબા, અભિનય ગીત, નૃત્ય, ભજન, રાષ્ટ્રગીત, કૂચ ગીત, વિગેરેમાંથી દરેકનું એક એક એકંદર પાંચ થી સાત ગીત.

**અંગ્રેજી ધોરણ ૩ તથા પ્રાથમિક કન્યાશાળા ધોરણ ૭.**

**શાસ્ત્રીય સંગીતઃ**-(૧) પાઠ ૯, ૧૦, ૧૧ દરેક એકએક રાગનું ગીત, રાગના આરોહ અવરોહ વિગેરે શાસ્ત્રીય માહિતી (૨) તાલ-ઝપતાલ તથા દીપચંદી. (૩) સ્વર જ્ઞાન સંપૂર્ણ. **લોક સંગીત** ઉપર પ્રમાણે લોક ગીતોમાંથી ૫ થી ૭ ગીતો.

અંગ્રેજી ધોરણ ૧, ૨ તથા ગુ. ધોરણ ૫, ૬ ના અભ્યાસનું પૂનરાવર્તન.

ઉપર જણાવ્યા ક્રમ પ્રમાણે વિદ્યાર્થીઓને જ્ઞાન આપવામાં આવશે. તો વિદ્યાર્થીઓને સંગીતનું સારૂં જ્ઞાન થશે. શાળાન્ત પરિક્ષા પાસ કરવી સરળ પડશે.

---

## અભિપ્રાય

આ પુસ્તક રા. ત્રિપુરાશંકરે જે સંગીત પાઠાવલિ રચી પ્રગટ કરી છે, તે પુસ્તકમાં શાસ્ત્રીય રાગના ગીતો નોટેશન પદ્ધતિથી આપવામાં આવ્યા છે. તે પદ્ધતિ ઘણીજ સરળ છે. છોકરાંઓને ઘણીજ સરળ થઇ પડે તેમ છે.

આ પાઠાવલિમાં કેટલાક લોકગીત તેમજ ગરબા વિગેરે લોકપ્રિય થઇ પડે તેવા છે. જે દૃષ્ટિથી ચોપડી લખાઇ છે, તે વર્નાક્યુલર ફાઇનલના કોર્સમાં ઉપયોગી થાય તેમ છે.

સ્વરના અલંકાર તાલબદ્ધ સારી રીતે સમજાવ્યા છે, તેમજ તાલ-માત્રાની સમજુતિ સારી છે. તે સર્વ રીતે અભ્યાસમાં ઉપયોગી થઇ પડશે.

બાપાલાલ અમૃતલાલ દવે
સંગીતશાસ્ત્રી
પી. આર. ટ્રે. કોલેજ.

તા. ૭-૧-૪૧
અમદાવાદ

# સ્વર લીપી (નોટેશન) ની સમજુતિ.

**સ્વર અલંકારઃ**—(૧) સ્વર (૨) આકાર (૩) તાળી નંબર (૪) હારમોનિયમના મધ્ય સપ્તકના (સફેદ—**સા**) **ષડ્જ** સુર પરની હાથની આંગળીઓના અનુક્રમ નંબર (૫) હારમોનીયમના મંદ્રસપ્તકના કોમળ ધૈવત સ્વર (ષડ્જ તરીકે) પર હાથની આંગળીઓના અનુક્રમ નંબર. **ગાયન** (પદ)માં—(૧) સ્વર (૨) ગાયનના શબ્દો (૩) તાળી નંબર. **આંગળાની સમજણઃ**—(જમણો હાથ) (૧) અંગુઠો (૨) અંગુઠા પાસેની તુરતની આંગળી. (૩) પછીની (૪) પછીની (૫) ટચલી આંગળી. [ પૃષ્ઠ ૨૬ ઝપતાલ દ્વિગુણ ફરીથી એકવાર ગાવું. ]

રિ, ગ, ધ, નિઃ—આ સ્વરોની ઉપર જે ‿ આવા અર્ધ ચંદ્રાકાર કરેલા હોય તો તેમને કોમળ સ્વર સમજવા.

શુદ્ધ સ્વર માટે કંઇપણ નિશાની નથી.

મે ∧ આવી નિશાની હોય ત્યારે તે સ્વર તીવ્ર સમજવો.

— આવી લીટી સ રિ ગ મ ના જે સ્વર પછી હોય તે સ્વરને એક માત્રા લંબાવવો. અને જેટલી લીટીઓ હોય તો તે સ્વર તેટલી માત્રા લંબાવવો. • આ પ્રમાણે ટપકું જે અક્ષર પછી કર્યું હોય, તો તે અક્ષરને એક માત્રા લંબાવી તેના આકાર, ઇકાર, ઉકાર વિગેરે ગાવા. જેટલાં ટપકાં તેટલી માત્રા એ અક્ષર લંબાવવો. દા. ત. **ભૂ**ઃ**પ** ( ભૂ ઉ પ ) વા . દી . (**વા** આ દી ઈ)

‿ આ ચિન્હમાં સરિગમના સ્વરો અગર ગાયનના શબ્દો મૂકયા હોય તો તે એક માત્રામાં સમજવા. દા. ત. **સારિ** =૧ માત્રા.

— આવી લીટી સ્વરની નીચે હોય તો તે સ્વર મંદ્રસપ્તકના સમજવો. દા. ત. **ધ** **નિ** ( મંદ્રસપ્તકના ) **સા** સ્વર ઉપર ઉભી લીટી કરી હોય તો તે સ્વર તાર સપ્તકનો સમજવો.

## — તાલની સમજુતિ. —

૧, ૨, ૩, વિગેરે. નંબર કાવ્યની અગર સ ર ગ મ ના નીચે હોય તો તેને તાળીના ( માત્રા ) અનુક્રમ નંબર સમજવા.

+ આ ચિન્હ ખાલી તાલનું છે.



॥ श्रीगणेशाय नमः ॥ ॥ श्री सरस्वत्यैनमः ॥

॥ श्री लक्ष्म्यै नमः ॥ ॥ श्री सद्गुरवेनमः ॥

રાગ આસાવરી

यं ब्रह्मावरुणेन्द्ररुद्र मरुतः स्तुन्वंतिदिव्यैस्तवैः ।
वेदै सांगपदक्रमोपनिषदै र्गायंति यं सामगाः ॥
ध्याना वस्थिततद्गतेनमनसा पश्यन्तियंयोगिनः ।
यस्यान्तं नविदुःसुरासुरगणा देवायतस्मै नमः ॥

રાગ ભૈરવી

प्रणम्यशिरसादेवीसरस्वति विनायकौ ।
विचिन्त्यमनसा विष्णुकर्तव्यंकर्तुं मारभे ॥

# પ્રસ્તાવના

સંગીત વિદ્યા કળા સર્વ ધર્મોમાં પવિત્ર અને સ્વર્ગીય કળા તરીકે માનવામાં આવી છે. સંગીત વિદ્યા શાન્તિ, આનંદ આપી તેમજ દેવોને પ્રસન્ન કરી પરમાત્મા સાથે મનુષ્યને એક બનાવી તેને જન્મ મરણમાંથી મુક્ત બનાવી મોક્ષ માર્ગે લઇ જવાનું એક મુખ્ય સાધન છે. સંગીતની અસર સજીવ તેમજ નિર્જીવ તમામ સૃષ્ટિ ઉપર થાય છે. દેવો તેનાથી પ્રસન્ન થાય છે. અને મનુષ્ય, પશુ પક્ષિ આદિ પણ તેનાથી આનંદ પામે છે.

આ વિદ્યાની ઉત્પત્તિની સવિસ્તર હકીકત આ પુસ્તકના બીજા ભાગમાં આપવામાં આવશે. અત્રે એટલુંજ કહેવામાં આવે છે કે એ વિદ્યા દૈવી છે. અને તેનાથી દેવો પણ વશ થાય છે. એ વિદ્યાપવિત્ર છે અને દુઃખમાં દિલાસારૂપ છે. એ નિઃશંક છે. સાપ, હરણ જેવાં પ્રાણી એનાથી મુગ્ધ થઇ વશ થાય છે, અને નાનું બાળક પણ માતા હાલરડું ગાય અગર ઘંટડી વગાડે એટલે શાંત થઇ જાય છે. કૃષ્ણ પરમાત્માની બંસીના નાદથી, ગાયો ગોવાળો અને ગોપીઓ તેમજ વૃક્ષ, ઉપવન તથા સરિતા પણ સ્તંભી એક તાર બની જતાં એ શ્રીમદ્‌ભાગવત ઉપરથી આપણે જાણીએ છીએ. મનુષ્યના માનસિક તથા શારીકિ વ્યાધીઓ પણ આ વિદ્યા થી દૂર થાય છે. સંગીતનું ગાન કરવાથી પ્રાણાયામ થાય છે અને છાતી અને ફેફસાં મજબુત બને છે. શરીરમાં રૂધિરાભિસરણનો વેગ વધી મગજના જ્ઞાનતંતુઓ સુધી તેની અસર થાય છે. આ વિદ્યાથી આનંદ આરોગ્ય અને આત્મવિકાસ સાધી શકાય છે. ઇન્દ્રિય વિજ્ઞાન શાસ્ત્રનો અભિપ્રાય છે કે મહિનામાં અવશ્ય બે ત્રણ વાર સંગીત સાંભળવું જ જોઇએ તેથી સંગીતનું મહાત્મ જેટલું ગાઇએ તેટલું ઓછુ જ છે. આ પ્રમાણે સંગીતના ફાયદા અનેક છે. ૧ પોતાને આનંદ મળે. ૨. બીજાને આનંદ આપી શકાય. ૩

માનસિક શાન્તિ અનુભવાય. ૪ શારીરિક દર્દો નાશ પામે. ૫ શારીરિક સ્વાસ્થ્ય અને આરોગ્ય મેળવાય. ૬ પરમેશ્વર અને દેવોની કૃપામેળવાય જે કૃપા મેળવી મીરાંબાઈ, નરસિંહ મહેતા, સંત તુકારામ આદિ અનેક ગાયક સંતો ઈશ્વર રૂપ બની ગયા છે,

## અસલનું અને હાલનું સંગીત

અસલનું સંગીતશાસ્ત્ર સંસ્કૃત ભાષામાં હતું. તેમાંથી દેશી અને પ્રાકૃત ભાષાદ્વારા એનો પ્રચાર થયો. મુસલમાન રાજ્ય સમયમાં વિદેશી ભાષાદ્વારા પણ એનો પ્રચાર થતો રહ્યો છે. અસલ શાસ્ત્ર ગુરૂપરંપરાગત હતું. હાલના સમયમાં જે શાસ્ત્ર ઉપલબ્ધ છે તે શાસ્ત્રીય છે કે નહીં એ પ્રશ્ન ઉદ્દભવે છે. જેવી રીતે કાળબળની અસર ખાન, પાન, જીવન, પોષાક વગેરે ઉપર થઇ થઇ છે તેવી અસર આ વિદ્યા ઉપર થએલી જોવામાં આવે છે. અસલના શાસ્ત્ર સાથે હાલની વિદ્યાનો સુમેળ છે કે નહીં એ પણ એક પ્રશ્ન છે, અને તે હાલમાં ઘણોજ ચર્ચાય છે. હાલમાં સંગીતના બે ભાગ પાડી શકાય છે. ૧. વિદ્વદ્ ભોગ્ય. ૨. લોક ભોગ્ય. પહેલા પ્રકારમાં તો મતમતાંતર હોવા છતાં શાસ્ત્રનો સુમેળ જોવામાં આવે છે. પરંતુ લોકભોગ્ય સંગીતમાં મિશ્ર સંગીત ઘણુંજ પ્રમાણમાં જોવામાં આવે છે, અને તેનો શાસ્ત્રીય સંગીત સાથે ઘણે ભાગે સુમેળ દેખાતોજ નથી. શાસ્ત્રમાં અમુક રાગ ગાવાથી અમુક દેવ પ્રગટ થાય અથવા અમુક ભાવ પ્રગટ થાય અને તેવા ચમત્કાર કરનારા ગાયકોના ઇતિહાસ પણ છેજ. ભગવાનથી રીસાએલા નરસિંહ મહેતાએ કેદારો ઘરેણે મુકેલો અને મલ્હાર ગાઇ ઉકળતા ગરમ પાણીમાં વરસાદ વરસાવી પાણી ઠંડું કરેલું એ કથા પણ લોકોને માહીત છેજ. એવી પણ ઇતિહાસીક દંતકથા છે કે દીપક ગાઇ દાઝેલા સુપ્રસિદ્ધ ગવૈયા તાનસેનને ગુજરાતની એક રબારણ બાઇએ મલ્હાર ગાઇ એના શરીરનો અગ્નિદાહ શાંત પાડેલો. અત્યારે પણ

આપણા દેશમાં સંગીત વિદ્યાથી એવા ચમત્કાર ઉપજાવનારા નથીજ એમ કહી શકાય નહીં. અલબત્ત એવો ચમત્કાર સામાન્ય ગાયક અગર થોડું શાસ્ત્રીય જ્ઞાન મેળવનાર નજ કરી શકે એ સમજાય તેવી વાત છે. આ વિષયનો વિશેષ વિસ્તાર આપણે આગળના ભાગોમાં કરીશું. અત્રે તો આટલો અંગુલિનિર્દેશ કરી આપણે આગળ વધીશું.

## સીનેમા, રેડીયો અને રેકર્ડોનું સંગીત

ઘણા વિદ્વાનો માને છે કે સીનેમા, રેડીઓ અને રેકર્ડોમાં આવતું સંગીત ઘણે ભાગે અશાસ્ત્રીય હોય છે, અને તેવા સંગીતના ફેલાવાથી શાસ્ત્રીય દૃષ્ટિએ આ વિદ્યાને ઘણું નુકસાન થાય છે. અમારા નમ્ર મત પ્રમાણે આ વસ્તુ પણ અર્ધ સત્ય છે. ઘણી વાર તો આ સંગીતમાં પણ સારા વિદ્વાન સંગીતાચાર્યોજ ઉતરે છે. છતાં પણ તેમને લોકરૂચિપર ધ્યાન રાખવું પડે છે, ને મિશ્ર સંગીતનો ઘણો આશરો લેવો પડે છે. વિદ્વાનો લોકરૂચિને ધીમે ધીમે શાસ્ત્રીય બનાવી શકે તો આ બાબત પણ સુધારી શકાય તેમ છે શાસ્ત્રીય પણ હળવું સંગીત લોકરૂચિ કેળવવામાં ઉપકારક નિવડે તેમ છે. એટલે તેનો ઉપયોગ પણ કામનો છે. સીનેમા, રેડીઓ અને રેકાર્ડોથી એક તો ફાયદો છેજ કે લોકો એ દ્વારા સંગીત સાંભળતા થયા છે, સારા વિદ્વાનોને આમાં વધારે સ્થાન મળે એટલે એ ભાગ પણ શાસ્ત્રીય બનતો જાય, અને ધીમે ધીમે ધીમે શાસ્ત્રીય પદ્ધતિમાં રસ લેવાની વૃત્તિ સામાન્ય જનતામાં વિસ્તાર પામે અને શાસ્ત્રીય વિદ્યા વિકસે. અને કાવ્યના શબ્દના ભાવપર આધાર રાખી ગમે તેમ અશાસ્ત્રીય પદ્ધતિથી ગાવા કરતાં શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર ગાન કરવાથી વધુ ફાયદો થાય છે. જેમ ભુખ્યા માણસને ટાઢો રોટલો પણ મીઠો લાગે છે પણ તે સમયે ઉત્તમ પકવાનનાં ભોજન કરવાથી ઘણા આનંદથી તૃપ્ત થાય છે.

## સુગાયક

સુગાયક કોને કહેવો એ પ્રશ્ન અત્યારે ઘણે સ્થળે ચર્ચાતો જોવામાં આવે છે. કેટલીકવાર એવું બને છે કે લોકો શાસ્ત્રીય સંગીત સાંભળતા નથી. આવું સંગીત ઘણો સમય સાંભળતાં પ્રેક્ષકો કંટાળતા જોવામાં આવે છે, કારણ કે તેમાં તાન પલ્ટાનું ઘણું કામ હોય છે. જેથી ભાવ ઓછો જણાય છે. પણ આલાપથી ભાવ સહિત ગાવામાં આવે તો પબ્લિકને જરૂર રસ પડે. આ કારણથી સુગાયકોને શાસ્ત્રીયથી જરા નીચે ઉતરી લોક રૂચિને માન આપી શાસ્ત્રીય વિદ્યાને જરા હળવી કરવી પડે છે. ઘણી વખત જોવામાં આવે છે કે સાધારણ જ્ઞાનવાન પરંતુ સારા દેખાવવાળા, સારા પોશાકવાળા તેમજ સારા સાજંદા સાથે સામાન્ય મધુર કંઠવાળા ગાયકો પણ ઘણાજ વિદ્વાન અને સારા પંડિતો કરતાં પણ વધારે માનને પાત્ર બને છે. અને લોકો તેમને ઘણુંજ માન આપે છે અને તેમને ધન અને કીર્તિનો સારો લાભ મળે છે. આથી વિદ્વાન, શાસ્ત્રીય ગાયકોએ પણ લોક રૂચિતો જોવીજ જોઇએ તે સાથે તેમને આનંદ રસ અને જ્ઞાન તરફ લઇ જવા એ પણ સુગાયક ની ફરજ જ થઇ પડેલી હોયછે. એટલે સુગાયકોએ રોગ મટાડનાર વૈદ્યની પેઠે લોક રૂચિ જાગ્રત કરવી જોઇએ. કોઇ શાસ્ત્રીય જ્ઞાન ઘણું ધરાવનાર વૈદ્ય હોય પણ તેની પાસે સારાં ઔષધથી મટાડ-વાની શકિત ન હોય તો દરદી થોડા જ્ઞાન વાળા પણ તુરત રોગ શરમાવનાર વૈદ્ય પાસે જશે, તેજ પ્રમાણે આ વિદ્યામાં પણ છે, માટે કુશળ ગાયકે આ બધી વસ્તુનો વિચાર કરવો જોઇએ. પોતાના શ્રોતા વર્ગની યોગ્યતાનો સંપુર્ણ વિચાર કરી તેને પ્રસન્ન કરી આગળ શાસ્ત્રીય વિદ્યા પ્રત્યે લઇ જવા જોઇએ. હવે ગાયક પ્રમાણેજ સારાં પુસ્તકો માટે પણ છે. સંગીતના વિષયનાં હાલમાં ઘણાં પુસ્તકો બહાર પડેલાં જોવામાં આવે છે, પુસ્તકો શાસ્ત્રીય

દૃષ્ટિએ વિદ્વાન માણસોને હાથે લખાએલા પણ જોવામાં આવે છે. પરંતુ જ્યાંસુધી મહીસુર, કલકત્તા, અલ્લહાબાદ વગેરે સ્થળે સંગીતને રોજના અભ્યાસક્રમમાં સ્થાન આપવામાં આવ્યું છે તેવું સ્થાન આ વિષયને આપણા ઇલાકામાં તથા આપણી મુંબાઇની યુનિવર્સિટિમાં આપવામાં આવે નહીં ત્યાં સુધી આ વિષયનાં સારાં શાસ્ત્રીય પુસ્તકો આપણને મળવાં મુશ્કેલ પડશે, સદ્દભાગ્યે પં. વિષ્ણુદિગંબર તથા તેમના વિદ્વાન શિષ્યોનાં પુસ્તકો તેમજ પં. વિશ્નુભાતખંડે નાં શાસ્ત્રીય પુસ્તકો આ વિષયમાં આપણા ઇલાકામાં પ્રમાણભૂત ગ્રંથો છે. એ વિદ્વાનોનો આપણા ઉપર અનહદ ઉપકાર છે. તેમના ગ્રંથોનું ગુરૂ દ્વારા સારૂં અધ્યન કરવામાં આવે તો જરૂર એ વિષયમાં આગળ વધી શકાય. પરંતુ તે શિવાય બીજાં અનેક પુસ્તકો છપાવવામાં આવે છે, પરંતું તે શાસ્ત્રીય વિષયનું સારૂં જ્ઞાન આપી શકે તથા રસ ઉત્પન્ન કરે તેવાં તેમાંનાં બહુજ જુજ જોવામાં આવે છે. સુગાયક કોને કહેવાય તે વિષે સવિસ્તર માહિતી આ પુસ્તકના બીજા ભાગમાં આપવામાં આવશે.

હું આ શાસ્ત્રનો પંડિત નથી. હજુ અભ્યાસી છું. પરંતુ મારા અલ્પ સમયના શિક્ષક તરીકેના અનુભવથી પ્રાથમિકશાળાઓના શિક્ષક તરીકેના કામમાં આવતી મુશ્કેલીઓ દુર કરવાના આશયથી અને મારા અમદાવાદ જેવા અગ્રગણ્ય શહેરની ઘણી અગ્રગણ્ય હાઇસ્કુલોના મેળાવડાઓના પ્રસંગમાં તથા સંગીત ક્લાસોમાં એક સારા પાઠય પુસ્તકને માટે મને નડતી મુશ્કેલીમાંથી કંઇક માર્ગ શોધક અને માર્ગ દર્શક થઇ પડે અને બાળકોને સંગીતના આધુનિક પ્રાથમિક અભ્યાસમાં સરળતાથી શીખવી શકાય અને તેમનામાં આ દૈવી વિદ્યા માટે પ્રેમ ઉત્પન્ન કરી તેમને રસ ઉપજાવી આગળ અભ્યાસમાં ઉત્સાહ થાય તેવા હેતુથી આ પ્રથમ પાઠાવલિ તૈયાર કરી જનતા સમક્ષ મુકવાને પ્રેરાયો છું. બીજાં અત્યાર સુધી

બહાર પડેલાં પુસ્તકો કરતાં આ પુસ્તક વધારે રસિક અને સરળ થાય તેને માટે મારા અનુભવ, બુદ્ધિ, અને જ્ઞાન પ્રમાણે બનતો પ્રયાસ કર્યો છે. વિદ્વાનોને એમાં કાંઇ દોષ જણાયતો સાદર સુચવશે તો બીજા ભાગમાં તેમની સુચનાઓનો યોગ્ય અમલ જરૂર કરવામાં આવશે. આ પુસ્તક મ્યુ. સ્કુલોમાં, લોકલ બોર્ડશાળાઓમાં તથા સેકન્ડરી સ્કુલોમાં મીડલ સ્કુલનાં ધોરણોમાં ચલાવવા માટે ખાસ તૈયાર કર્યું છે. તેમજ ટ્રેઇનીંગ કોલેજની પ્રેકટીસીંગ સ્કુલોમાં તથા અન્ય સંગીત વિદ્યાલયોમાં સ્ટેટ–હાઇસ્કુલોની પ્રાથમીક શાળાઓમાં તથા સંગીત વિદ્યાલયો વિગેરેમાં પાઠય પુસ્તક તરીકે ચલાવવા માટે આ પુસ્તક ખાસ કરી તૈયાર કરવામાં આવેલું છે. **અને આશા છે કે, એ સંસ્થાઓ આ પુસ્તકનો જરૂર લાભ લેશે.**

તા. ૧૦–૮–૧૯૪૦

**ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાઠી.**

---

॥ श्रीगणेशायनमः ॥

# લેખક પરિચય

ચિ. ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાઠીનો જનસમાજને પરિચય આપતાં મને ઘણોજ આનંદ થાય છે. તેમનો જન્મ તા. ૨૩ મી જુલાઇ સને ૧૯૧૨માં બ્રહ્મપોળમાં સ્વ. ડાહ્યાશંકરના ઘરમાં થયો હતો. તેમના દાદાજી તે વખતે સરખેજમાં વાનપ્રસ્થ જીવન ગાળતા હતા અને વનિતા વિશ્રામ અને સંધ્યાક્લાસ ગામમાં ચલાવતા હતા. તેમણે તેમની ૭૫ વર્ષની વય થયા પછી સન્યસ્થ લીધું હતું. આવા દાદાજીના ધાર્મિક સંસ્કાર ચિ. ત્રિપુરાશંકરમાં બાળપણથીજ પડયા હતા. અને અત્યારે પણ જે કોઇ તેમનું સંગીત સાંભળે

છે તેના ઉપર તે સંસ્કાર ની છાપ પડયા વિના રહેતી નથી. તેમનો પ્રાથમિક અભ્યાસ અમદાવાદની પ્રે. રા. ટ્રેઇનીંગ કોલેજની પ્રેક્ટીસીંગ સ્કુલમાં શરૂ થયો હતો. તે સ્કુલના સંગીત શિક્ષક રા. રા બાપાલાલભાઇ તેની કવિતા ગાવાની પધ્ધતિથી અને તેના સુંદર મધુર આવાજથી તેના ઉપર પ્રસન્ન રહેતા અને અત્યારે પણ તેમનો પ્રેમ ત્રિપુરાશંકર પ્રત્યે તેવો જ છે.

આ પ્રમાણે તેમનો પ્રાથમિક અભ્યાસ ચાલતો હતો તેવામા મહાત્મા ગાંધીજીએ ૧૯૨૦માં હિન્દમાં અસહકારની શરૂઆત કરી અને અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી. ચિ. ત્રિપુરાશંકરના પિતા રા. રા. રામશંકર હરજીવન ત્રિપાઠી તે વખતે અમદાવાદની મોડલ હાઇસ્કુલના માલિક હતા. અને રા. રા. કેશવલાલ ગણપતરામ દવે તેમના ભાગીદાર હતા. તેમણે સ્કુલનો સરકાર સાથેનો સંબંધ હિન્દમાં પહેલ વહેલો બંધ કર્યો અને સ્કૂલનું નામ રાષ્ટ્રિય આદર્શ વિનયમંદિર રાખ્યું અને તેને ગુ. વિદ્યાપીઠ સાથે જોડી દીધી. આ કારણને લઇને ચિ. ત્રિપુરાશંકરને ટ્રેનીંગ કોલેજ માંથી ઉઠાડી લેવામાં આવ્યા અને તેમને મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહાશ્રમની બોર્ડીંગ શાળામાં દાખલ કર્યા. આ આશ્રમના ગૃહપતિ શ્રી આપ્પા સાહેબ અને સંગીત શિક્ષક સ્વ. ખરે શાસ્ત્રીજી તેમના મધુર કંઠથી એટલા પ્રસન્ન થયા કે તેમણે તેમના પિતા ને ચિ. ત્રિપુરાશંકરને પંડિતજી વિશ્નુદિગંબરને ત્યાં કેવળ સંગીત શિખવા માટે મોકલવાનો આગ્રહ કર્યો પરંતુ ચિ. ત્રિપુરાશંકરની નાજુક પ્રકૃતિ તથા પંડિતજીના તે વખતના નાસિકના નિવાસને લીધે એ સૂચના અમલમાં આવી શકી નહીં અને પછી આશ્રમમાં થી તેમનો અભ્યાસ આદર્શ વિનય મંદિરમાં શરૂ કર્યો. આ સમયે ગાંધર્વ મહાવિદ્યાલયની છઠ્ઠી પરિષદની બાલ ગાયકોની સને ૧૯૨૪ની હરિફાઇમાં તેમણે સુંદર ગાન કરી ઇનામ મેળવ્યું.

સ—સરગમ અગર સ્વર માલિકા કોને કહે છે?

જ—ગાયનના અક્ષરોને બદલે જ્યારે તેમને કોઇ પણ રાગમાં તે રાગના નિયમ પ્રમાણે લાગતા સ્વરોથી તાલમાં ગાવામાં આવે છે. ત્યારે તેને અમુક રાગની **સરગમ**, **ગત** અગર **સ્વરમાલિકા** કહેવામાં આવે છે.

સ—લક્ષણગીત કોને કહે છે?

જ—રાગમાં વપરાતા સ્વર, રાગ, રાગજાતિ, રાગનો ગાન સમય રાગના વાદી, સંવાદી, અનુવાદી, વિવાદી, વર્જ્ય સ્વર વિગેરેની માહીતી જે ગીતમાં આપેલી હોય અને તે ગીત મુદ્દામ એજ રાગમાં ગાવાનું હોય તો તેને **લક્ષણ ગીત** એટલે કે રાગનું લક્ષણ બતાવનાર ગીત કહેવાય છે.

સ—અલંકાર એટલે શું?

જ—સ્વરોને જુદી જુદી રીતે ગોઠવીને તેનાં જુદાં જુદાં રૂપ કરવાં તેને **સ્વર અલંકાર** કહે છે. અલંકાર એટલે સ્વરોની અમુક જાતની ગુંથણી.

સ—તાન, પલટા તથા આલાપ કોને કહે છે?

જ—અલંકારોનું ક્રમ પૂર્વક આરોહ કરવું તેને **તાન** કહે છે અને અવરોહ કરવું તેને પલટા કહે છે.

ઉપર જણાવેલા તાન પલટા ને વિલંબિત લયમાં ગતીમાં ગાવું, તેને આલાપ કહે છે,

સ— થાટ એટલે શું?

જ— સાત સ્વરોને એક સરખા ક્રમથી આરોહ અવરોહ થઇ શકે એવી રીતે સ્વરોની રચના (સ્વરમાળા) કરવી તેને થાટ કહે છે.

સ— રાગનું સ્વરૂપ એટલે શું?

જ—રાગના નિયમો મુજબ રાગના સ્વરોને તાલમાં ગોઠવવાથી જે રૂપ થાય છે તેને રાગનું સ્વરૂપ કહે છે.

સ—રાગનું મુખ્ય અંગ અગર પકડ કોને કહે છે ?

જ—રાગની તમામ સ્વર રચનામાંથી, અમુક ચોકકસ સ્વ ટુકડા પરથી રાગ કયો છે તે તુરત ઓળખાઇ જાય છે. સ્વરોના ટુકડાને રાગનું મુખ્ય અંગ અથવા પકડ કહે છે.

## રાગની જાતી ભેદ

સ—ઓડવ, ષાડવ, સંપૂર્ણ એટલે શું ?

જ—જે રાગમાં ( આરોહ અવરોહમાં ) પાંચ સ્વર હોય ઓડવ કહે છે. જે રાગમાં છ સ્વર હોય તેને ષાડવ તથા રાગમાં સાત સ્વર હોય તેને સંપૂર્ણ રાગજાતિ કહેવાય રાગના આરોહ ને અવરોહમાં આવતા સ્વરોની સંખ્યા પ રાગની જાતિ મુકરર કરવામાં આવે છે.

## તાલ પ્રકાર

સ— સ્વર અથવા ગીત માપવાને માટે શું સાધન છે ?

જ— તાલ.

સ— તાલ એટલે શું ?

જ— વખત અથવા સમય ગણવા માટે હાથથી જે તાળી વગા છે તેનું નામ **તાલ** છે.

સ— સમની તાલ કોને કહે છે ? અગર સમ કોને કહે છે ?

જ— ગાયનમાં જે તાલ ઉપર સૌથી વધુ વજન અપાય છે તે જયાંથી એક, બે, ત્રણ એમ માત્રા શરૂ થાય તેને **સમની** કહે છે. સાંભળનાર **સમ** આવે ત્યારે હં એવો અવાજ છે. તબલાવાળા, વાદનવાળા તથા ગાનાર તમામનું ધ્યાન ઉપર જાય છે. ગાનાર તાન પલ્ટા કરી **સમ** પર છે ત્યારે **સમ** દર્શાવે છે.

સ—તાલની જે ગતિ હોય છે તેનું શું નામ છે?

 

૪—લય.

પ્ર—લય કેટલા પ્રકારની છે. અને તે કઇ કઇ?

ઉ—વિલંબિત એટલે બહુ ધીમી ચાલનારી લય, મધ્ય એટલે વિલંબિત કરતાં બમણી અને દ્રુત એટલે મધ્યલયથી બમણી ચાલનારી તથા વિલંબિતથી ચાર ગણી લય.

પ્ર—જે પ્રમાણે અવાજ માપવાને સાત સ્વર છે તે પ્રમાણે લય માપવાને માટે શું સાધન છે?

ઉ—લય માપવા માટે **માત્રા** છે.

પ્ર—એક માત્રાનો વખત કેટલો હોય છે?

ઉ—એક સેકન્ડ જેટલો અથવા નાડીના એક ધબકારા જેટલો.

પ્ર—માત્રાના પ્રકાર કેટલા છે?

ઉ—સાત

પ્ર—તેમનાં નામ આપી સમજાવો?

ઉ—ચતસ્ત્ર, ગુરૂ, લઘુ, દ્રુત, અણુદ્રુત, અણુઅણુદ્રુત અને અણુઅણુ અણુંદ્રુત.

પ્ર—આ દરેક પ્રકારની કેટલી માત્રા સમજવી?

ઉ—ચતસ્ત્રની ૪, ગુરૂની ૨, લઘુની ૧, દ્રુતની ½ અણુ દ્રુતની ¼ અણુઅણુ દ્રુતની ⅛ અણુઅણુ અણુદ્રુતની ¹⁄₁₆.

પ્ર—પ્લુતની માત્રા કેટલી ગણાય?

ઉ—પ્લુતની ત્રણ માત્રા ગણાય છે.

જેમ બાર સ્વર મળી એક સપ્તક કહેવાય છે તેમ બે ચાર ટકોરા મળીને એક તાલ થાય છે. ફુટની અંદર જેમ ઇંચ હોય છે તેમ તાલની અંદરના ટકોરાના મધ્ય ભાગમાં રહેલા બારીક વખતને માત્રા એવું નામ અપાય છે. તાલ પાકો કરવા માટે માત્રા વગર વાદન વગાડતાં મેટ્રોનોમ યંત્રનો ઉપયોગ કરવો.

મનુષ્યના શરીરમાં સ્વરસ્થાન તથા પશુપક્ષિના નાદ સાથે સપ્ત સ્વરોની ઐક્યતા.

| સ્વર | સ્વર-સ્થાન | પશુ, પક્ષીના નાદ |
|---|---|---|
| ષડ્જ | નાભિ (પેટ) | મયુર (મોર) |
| રિષભ | હૃદય | ગાય કિંવા ચાતક |
| ગંધાર | વક્ષસ્થળ (છાતી) | અજા (બકરો) અથવાપાડો. |
| મધ્યમ | કંઠ (ગળું) | ક્રૌંચ પક્ષી |
| પંચમ | મુખ (મોં) | કોયલ |
| ધૈવત | તાળુ (તાળવું) | અશ્વ, ઘોડો અગર દેડકો. |
| નિષાદ | નાસિકા (નાક) | હાથી |

## ગાનારને અગત્યની સુચના.

૧ ગાયનના શબ્દો હંમેશાં શુદ્ધ બોલવા.

૨ ચિત્ત શાન્ત રાખીને આનંદથી ગાવું.

૩ ધારતી તથા શરમ રાખ્યા વિના અભયપણે ગાવું.

૪ નાકમાંથી અવાજ કાઢી ગાવું નહિ, તેમજ કપાળ, મોં, ગળાની નસો ફુલાવી ગાવું નહિ. એટલે કે બહુ ઉંચેથી ગાવું નહિ. કે જેથી ચહેરો ખરાબ દેખાય તથા અવાજ ખેંચાય જેથી થાક લાગે, દમ ચઢે અને હાંફી જવાય.

૫ રસવિનાનું, કઠોર કે બરાડા પાડીને ગાવું નહિ.

૬ મધુર, સુશીલ અને સાફ અવાજે ગાવું.

૭ ગાયનના શબ્દોને પ્રસંગોપાત હાવભાવથી ગાવા,

૮ ગાવામાં આવતા રાગનું અંગ સ્પષ્ટ દેખાડતા રહેવાની ખાસ કાળજી રાખવી.

૯ તાલ અને લય સંભાળીને ગાવું.

૧૦ ગાતાં બેસુરા થવું નહિ.

૧૧ જે રાગનું ગાન કરતા હોય તે વખતે તે રાગના દેવનું અગર તો ઇશ ચિંતન કરવું તથા ગાયન, તે રાગના તથા કાવ્યના ભાવ પ્રમાણે ગાવું જેથી તે રાગનો ભાવ પ્રકટ થાય તથા પરમાત્મા અગર દેવ પ્રસન્ન થાય તથા સંગીત વિદ્યા ફળીભૂત થાય તથા ગાનારને તથા સાંભળનારને આનંદ થાય. નિજાનંદનો અનુભવ થાય.

## ગાન સમય

| પ્રહર | સવાર દિવસ | સાંજ રાત |
|---|---|---|
| પ્રથમ | ૬થી ૯ સુધી | ૬થી ૯સુધી |
| દ્વિતિય | ૯થી ૧૨ સુધી | ૯થી ૧૨સુધી |
| તૃતિય | ૧૨થી ૩ સુધી | ૧૨થી ૩સુધી |
| ચતુર્થક | ૩થી ૬ સુધી | ૩થી ૬સુધી |

પ્રહરના ટાઇમનો આધાર સૂર્યોદય પર રહે છે.

કેટલીક ઋતુઓમાં સાત વાગતાં પ્રહરથી શરૂઆત થાય છે. એમ ગુણી લોકનું માનવું છે જેથી પ્રહર ૭ વાગ્યાથી પણ ગણવામાં આવે છે.

સ્વર લીપી ( નોટેશન પદ્ધતિ )

પ્રો. ભારતખંડે સાહેબની પદ્ધતિ પ્રમાણેની છે.

સુચના-નીચે આપેલા સ્વર અલંકાર દરેકે તાલ લઇને ગાવા તથા વગાડવા.

---

સ્વર ( અલંકાર) પાઠ ૧ લઘુ માત્રા-૧ ત્રિતાલ ( માત્રા ૧૬ )

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા | રિ | ગ | મ | પ | ધ | નિ | સાં | સાં | નિ | ધ | પ | મ | ગ | રિ | સા |
| આ | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧ | | | | ૫ | | | | + | | | | ૧૩ | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૪ | ૩ | ૨ | ૧ | ૪ | ૩ | ૨ | ૧ |
| ૨ | ૩ | ૧ | ૨ | ૩ | ૧ | ૨ | ૩ | ૩ | ૨ | ૧ | ૩ | ૨ | ૧ | ૩ | ૨ |

સ્વર (અલંકાર) પાઠ ૨ લઘુ ગુરૂ મિશ્રમાત્રા ૧-૨ કેરવા (માત્રા ૪)

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા | રિ | ગ | — | રિ | ગ | મ | — | ગ | મ | પ | — | મ | પ | ધ | — |
| આ | | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧ | | + | | ૧ | | + | | ૧ | | + | | ૧ | | + | |
| ૧ | ૨ | ૩ | . | ૨ | ૩ | ૪ | . | ૧ | ૨ | ૩ | . | ૨ | ૩ | ૪ | . |
| ૨ | ૩ | ૪ | . | ૨ | ૧ | ૨ | . | ૧ | ૨ | ૩ | . | ૨ | ૩ | ૪ | . |
| પ | ધ | નિ | — | ધ | નિ | સાં | — | સાં | નિ | ધ | — | નિ | ધ | પ | — |
| આ | . | . | . | . | . | . | | . | . | . | . | . | . | . | . |
| ૧ | | + | | ૧ | | + | | ૧ | | + | | ૧ | | + | |
| ૧ | ૨ | ૩ | . | ૨ | ૩ | ૪ | . | ૪ | ૩ | ૨ | . | ૩ | ૨ | ૧ | . |
| ૨ | ૧ | ૨ | . | ૧ | ૨ | ૩ | . | ૩ | ૨ | ૧ | . | ૨ | ૧ | ૩ | . |
| ધ | પ | મ | — | પ | મ | ગ | — | મ | ગ | રિ | — | ગ | રિ | સા | — |
| આ | | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧ | | + | | ૧ | | + | | ૧ | | + | | ૧ | | + | |
| ૪ | ૩ | ૨ | . | ૩ | ૨ | ૧ | . | ૪ | ૩ | ૨ | . | ૩ | ૨ | ૧ | . |
| ૪ | ૩ | ૨ | . | ૩ | ૨ | ૧ | . | ૨ | ૧ | ૨ | . | ૪ | ૩ | ૨ | . |

સ્વર (અલંકાર) પાઠ નં. ૩ લઘુ માત્રા—૧ ધુમાળી લાવણી માત્રા ૮

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| સા રિ | ગ મ | રિ ગ | મ પ | ગ મ | પ ધ | મ પ | ધ નિ |
| આ. | . . | . . | . . | . . | . . | . . | . . |
| ૧ | ૩ | + | ૦ | ૧ | ૩ | + | ૦ |
| ૧ ૨ | ૩ ૪ | ૨ ૧ | ૨ ૩ | ૧ ૨ | ૩ ૪ | ૨ ૧ | ૨ ૩ |
| ૨ ૩ | ૧ ૩ | ૨ ૧ | ૨ ૩ | ૧ ૨ | ૩ ૪ | ૨ ૩ | ૧ ૪ |
| પ ધ | નિ સાં | સાં નિ | ધ પ | નિ ધ | પ મ | ધ પ | મ ગ |
| આ. | . . | . . | . . | . . | . . | . . | . . |
| ૧ | ૩ | + | ૦ | ૧ | ૩ | + | ૦ |
| ૧ ૨ | ૩ ૪ | ૪ ૩ | ૨ ૧ | ૩ ૨ | ૧ ૨ | ૪ ૩ | ૨ ૧ |
| ૨ ૧ | ૨ ૩ | ૩ ૨ | ૧ ૨ | ૪ ૧ | ૩ ૨ | ૪ ૩ | ૨ ૧ |
| પ મ | ગ રિ | મ ગ | રિ સા | | | | |
| આ. | . . | . . | . . | | | | |
| ૧ | ૩ | + | ૦ | | | | |
| ૩ ૨ | ૧ ૨ | ૪ ૩ | ૨ ૧ | | | | |
| ૩ ૨ | ૧ ૨ | ૩ ૧ | ૨ ૩ | | | | |

સ્વર (અલંકાર) પાઠ નં. ૪ લઘુ માત્રા—૧ દાદરા (માત્રા-૬)

| | | | | |
|---|---|---|---|---|
| સા સા સા | રિ રિ રિ | ગ ગ ગ | મ મ મ | પ પ પ |
| આ . . | . . . | . . . | . . . | . . . |
| ૧ | + | ૧ | + | ૧ |
| ૧ ૧ ૧ | ૨ ૨ ૨ | ૩ ૩ ૩ | ૪ ૪ ૪ | ૧ ૧ ૧ |
| ૨ ૨ ૨ | ૩ ૩ ૩ | ૧ ૧ ૧ | ૨ ૨ ૨ | ૩ ૩ ૩ |
| ધ ધ ધ | નિ નિ નિ | સાં સાં સાં | સાં સાં સાં | નિ નિ નિ |
| આ . . | . . . | . . . | . . . | . . . |
| + | ૧ | + | ૧ | + |
| ૨ ૨ ૨ | ૩ ૩ ૩ | ૪ ૪ ૪ | ૪ ૪ ૪ | ૩ ૩ ૩ |
| ૧ ૧ ૧ | ૨ ૨ [illegible] | ૩ ૩ ૩ | ૩ ૩ ૩ | ૨ ૨ ૨ |
| ધ ધ ધ | પ પ પ | મ મ મ | ગ ગ ગ | રિ રિ રિ |
| આ . . | . . . | . . . | . . . | . . . |
| ૦ | ૧ | ૦ | ૧ | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ ૨ ૨ | ૧ ૧ ૧ | ૪ ૪ ૪ | ૩ ૩ ૩ | ૨ ૨ ૨ |
| ૧ ૧ ૧ | ૩ ૩ ૩ | ૨ ૨ ૨ | ૧ ૧ ૧ | ૩ ૩ ૩ |
| સા સા સા | | | | |
| આ . . | | | | |
| + | | | | |
| ૧ ૧ ૧ | | | | |
| ૨ ૨ ૨ | | | | |

સ્વર (અલંકાર) પાઠ નં. ૫, લઘુમાત્રા-૧ એકતાલ (ચોતાલ)

| | | | | | |
|---|---|---|---|---|---|
| સા ગ | રિ મ | ગ પ | મ ધ | પ નિ | ધ સા |
| . . | . . | . . | . . | . . | . . |
| ૧ | + | ૫ | + | ૯ | ૧૧ |
| ૧ ૩ | ૨ ૪ | ૧ ૩ | ૨ ૪ | ૧ ૩ | ૨ ૪ |
| ૨ ૪ | ૨ ૩ | ૧ ૩ | ૨ ૪ | ૧ ૩ | ૨ ૪ |
| સા ધ | નિ પ | ધ મ | પ ગ | મ રિ | ગ સા |
| આ . | . . | . . | . . | . . | . . |
| ૧ | + | ૫ | + | ૯ | ૧૧ |
| ૪ ૨ | ૩ ૧ | ૪ ૨ | ૩ ૧ | ૪ ૨ | ૩ ૧ |
| ૩ ૧ | ૪ ૨ | ૪ ૨ | ૩ ૧ | ૩ ૨ | ૧ ૨ |

સ્વર (અલંકાર) પાઠ નં. ૬ લઘુ માત્રા ૧ ઝપતાલ (માત્રા ૧૦)

| | | | | | |
|---|---|---|---|---|---|
| સા રિ | સા રિ ગ | રિ ગ | રિ ગ મ | ગ મ | ગ મ પ |
| આ . | . . . | . . | . . . | . . | . . . |
| ૧ | ૩ | + | ૮ | ૧ | ૩ |
| ૧ ૨ | ૧ ૨ ૩ | ૨ ૩ | ૨ ૩ ૪ | ૧ ૨ | ૧ ૨ ૩ |
| ૨ ૩ | ૨ ૩ ૧ | ૨ ૧ | ૨ ૧ ૩ | ૧ ૨ | ૧ ૨ ૩ |
| મ પ | મ પ ધ | પ ધ | પ ધ નિ | ધ નિ | ધ નિ સા |
| આ . | . . . | . . | . . . | . . | . . . |
| + | ૮ | ૧ | ૩ | + | ૮ |
| ૨ ૩ | ૨ ૩ ૪ | ૧ ૨ | ૧ ૨ ૩ | ૨ ૩ | ૨ ૩ ૪ |
| ૨ ૩ | ૨ ૩ ૪ | ૨ ૧ | ૨ ૧ ૨ | ૧ ૨ | ૧ ૨ ૩ |

## Extracts from Prof. T. R. TRIPATHI'S ( *Indian Musician* ) CERTIFICATES.

**Prof. Shankerrao Vyas,** Music Director, Prakash Pictures :— He acquired a deeper knowledge of the art and Science of Music. He is in my opinion one of the most brilliant students of Vishnn Digamber's School of Music and I feel sure that with the experience that he has been having through his tutions, he will soon make a name in Gujarat.

**Tantu Vadanacharya Laxmanrao Chowhan,** Vile-Parle Bombay :— During his tution, he appeared to grasp every tune and tone of the Art of Music and evinced high standard of perfection in the Art and I dare say he will turn out to be a good Musician.

**T. J. Godiwalla,** Secretary, Students Art Society, International Varieties Entertainment, Royal Opera House, Bombay. We were quite pleased with the highly scientific treatment of the difficult Ragas he had selected and this scientific treatment combined with the apt modulations of tone and sweetness of Voice manifested in him the talents of a good artist.

**લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ બી. એ.**

શ્રી ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાઠીનો સંગીતનો અભ્યાસ ઉચ્ચ કોટિનો છે. તેઓએ ઘણા વર્ષ એ વિષયમાં કામ કરેલું છે. મુંબાઇ-

માં પણ તેમણે સંગીતાચાર્ય તરીકે સારી નામના મેળવેલી છે. તેમના સંગીત જ્ઞાનનો મને સારો અનુભવ છે. અમદાવાદ મ્યુનીસીપાલીટીમાં સંગીત શિક્ષક તરીકે કામ કર્યા પછી તેમણે વિદ્યાર્થીઓની જરૂર પીછાની તેમને અનુકુળ આવે એવી પાઠાવલિ રચવાની યોજના કરી છે. તે પ્રશંસા પાત્ર છે. ગુજરાતીઓમાં ઉચ્ચ પ્રકારની સંગીતની કાબેલીયાત ધરાવનાર ભાઈ ત્રિપાઠીની ઉત્તરોત્તર ચઢતી થાય એ ઇચ્છું છું.

## ઓનરેબલ જી० વી० માવલંકર

બી. એ. એલ. એલ. બી., એમ. એલ. એ.
સ્પીકર—બોમ્બે લેજીસ્લેટિવ એસેમ્બલી.

Mr. Tripurashanker Ramshanker Tripathi had good career as a student of Gujrat Sangit Vidyalaya. He is one of the best students of the Pandit Vishnu Digambar School of Music and had arranged the recitatoin of prayers and other songs beautifully at the time of the function of the Brahmachari Wadi School Building at the hands of Sir Servapalli Radhakrishna on 2nd October 1940.

**Vamanrao P. Patel**, B. A. L. L. B. (Bom.)
L. C. P. (London), M. R. S. T. (London),
Solicitor, Principal, Education Society High School, Umreth.

Time out of number he has entertained me with his Bhajanas ( Religious songs ) which he sings with fervour and devotion uncommon

amongst musicians. He has had the rare fortune of being the ricipient of prizes and medals at several Ahmedabad Schools and Gatherings.

**P. S Kapadia** B. A. B. T. Lady Superintendent, Municipal Girl's High School Ahmedabad.

He is an adept in music and at the time of the openig ceremony of our school at the hands of pujya Muhatma Gandhiji he had trained girl's in classical music and the audience was spell bound.

**B. V. Dalal** M. A. T. D. (London) Head Master R. C. High School Ahmedabad—

Mr. Tripathi has made a special study of music and knows how to impart it.

**V. Giminez**, Principal, St. Zavier's High School, Ahmedabad—

He is held as a first class Professor of Indian Music and deserves to be recommended to any one wishing to sing according to Art.

**V. S. Trivedi** B. A. S. T. C. D. (Hons.) Principal, Tutorial High School, Ahmedabad.

I am sure he will, by his great musical talents & training & teaching power, make a mark in the world of music.

**J. H. Divan M. A. S. T. C. Principal, The Propritary High School, Ahmedabad.**

He was found to be conscientious and careful in his work and the success of the musical progamme on the two occations ( the opening ceremony of the School Building performed by the Hon. Mr Kher, as well as the anniversary celebration of the school ) was mostly due to his efforts.

**R. M. Trivedi, B. A. (Hons) Principal, The New Education High School, Ahmedabad.**

He recites a prayer accompanied by instrumental music and creates a sort of sacred atmosphere suitable for a religious sermon. He possesses a sweet and sonorous voice, a skillful technique of Various tunes, and a clear scientific method of imparting musical knowledge. He pr pared a short musical programme in association with the girl students of school and fulfilled it vary satisfactorily when Sir S. Radhakrishna recently performed the opening ceremony of the School-Building.

I am sure this talented young musician will accomplish many more things in future for the elevation of the profession which he loves so zealously.

**Prof. J. C. Swaminarayan**, M. A. Prof. S. L. D. Art College, Ahmedabad.

He is an excellent musician.

Also he has shown great ability in many gatherings in which he hes been given scope by the organisors. He is sure to be a very good Music teacher.

**N. M. Patel**, The Secretary of the Dramatic performance Committee of Shree pranlal Kirparam Desai ( Retired Administrative officer, Ahmedabad Muuicipality ) Sanman Samiti:—

The success of our performance was wholly due to Prof. T. R. Tripathi, the Music Director of the performance whose ability as a director as well as his good nature and proficiency as a teacher were really praise worthy.

**નર્મદાબ્હેન મણીશંકર**, હે. મિ. ખાડીઆ મ્યુ. કન્યા. નં.૭ તેઓ કામ કરવામાં ઘણાજ ઉત્સાહી છે, તેમજ દરેક વખત સમયને અનુસરીને જુદીજુદી પ્રાર્થનાઓ તથા ગરબા બનાવી ધીરજ અને, શાન્તિથી બાળકોનાં મન પસંદ કરી શીખવે છે. તેમની શાન્તિભરી શીખવવાની પદ્ધતિથી બાળકોને પણ ઘણોજ રસ પડે છે અને તેમનું કામ ઘણુંજ સંતોષકારક નિવડે છે. તેમના કામ ઉપરથી તેમનું સંગીતનું જ્ઞાન તથા અનુભવ ઘણા ઉચ્ચ પ્રકારના હોય તેમ મ્હને ખાત્રી થાય છે.

રા. હીરાબ્હેન ગણપતરામ, હે. મિ. ખાડીઆ મ્યુ. ક૦ શા. નં. ૧,

તેઓનો સ્વભાવ શાન્ત, ઠરેલ અને વર્તન ઘણુંજ સારૂં છે, તેઓ સંગીત શાસ્ત્રમાં ઘણા હોંશીયાર જણાય છે. અને માયાળુ-પણાથી ઉત્સાહપૂર્વક કામ લેવાની શકિત તેમનામાં ઘણીજ સારી છે. અને જે જગોએ તેઓ કામ કરતા હશે ત્યાં પણ બધે જ સારી રીતે કરતા હશે એવું મ્હારૂં માનવું છે. તેઓ નિયમિત તથા સ્ફુર્તિવાળા છે અને સંસ્કારી હોવાથી છોકરાં પર તેમનાં સંસ્કાર પડે છે.

## ગુજરાતીપંચ, તા. ૨૮મી માર્ચ સને ૧૯૨૬માં આવેલો રીપોર્ટ.

અમદાવાદમાં રાષ્ટ્રીય સંગીત મંડળના ત્રીજા વર્ષનો ઉત્સવ તા. ૧૯, ૨૦, અને ૨૧, ના રોજ આ ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. બીજે દિવસે તેમાં ૫ા થી ૮ સુધી બાળકો માટે **હરિફાઈનો જલસો** હતો. તેમાં શેઠ અંબાલાલ સારાભાઇ તથા શેઠ ચીનુભાઇના બાળકોથી માંડી ગરીબમાં ગરીબ બાળકોએ ભાગ લીધો હતો. કડી કડવા પાટીદાર બોર્ડીંગ, નવી ગુજરાતીશાળા, પ્રોપ્રાયટરી હાઇસ્કુલ, સત્યાગ્રહ આશ્રમ, વ્યાસ ભાઇઓની સંગીત શાળા, ભદ્ર, ખાડીઆ તથા છેક ભાવનગરથી આ હરિફાઇમાં ભાગ લેવા બાળકો આવ્યા હતા. પંડિત વિશ્નુશાસ્ત્રી દિગંબરના શિષ્યો ગુજરાતમાં સંગીતનો પ્રચાર ચારે તરફ કેવો કરી રહ્યા છે તે પણ આ જલસા ઉપરથી જોવામાં આવ્યું. પ્રથમ વર્ગમાં ચાર બાળકો આવ્યાં ત્રિપાઠી, રૂખી બ્હેન, લીના બ્હેન અને શકુંતલા. એ ચારે ગુજરાતી હતા. ત્રિપાઠીને રૂપાનો ચાંદ મળ્યો. એનો કંઠ મીઠો અને ગાવાની ઢબ શુદ્ધ

શાસ્ત્રીય હતી. રૂખી બેન સત્યાગ્રહ આશ્રમનાં હતાં. લીના બ્હેન શેઠ અંબાલાલ સારાભાઇનાં પુત્રી છે. બ્હેન શકુંતલા ગિરજાભાઇ શેઠના ભાણેજ હતાં. ૫ બાળકો બીજા વર્ગમાં ૪ બાળકો ત્રીજા વર્ગમાં. આ વિદ્યાર્થીનો જલસો ખરેજ આનંદદાયક હતો, અને સંગીત વિદ્યામાં દેશનું ભવિષ્ય કેવું થશે તેની ઝાંખી કરાવતો હતો. જે વિદ્યાર્થીઓને ઇનામ આપવામાં આવેલાં હતાં તેમનાં નામ નીચે પ્રમાણે છે:— ૧. **ત્રિપુરાશંકર ત્રિપાઠી, ચાંદીનો ચાંદ.** ૨. ગંગાધર વિશ્વનાથ સંત. " ૩. કુમારી લીના બેન અંબાલાલ ૪. શકુંતલા ગિરિજાપ્રસાદ. ૫. કુસુમ ગાંધી (નં. ૩, ૪, ૫. તંબુરા બોકસની પેટી. ) ૬. ચતુરભાઈ પટેલ, કડી બોર્ડિંગ (ખાદી.) ૭. કુ. મથુતાઇ ખરે. ૮. કુ. રૂખીબ્હેન ગાંધી ૯. શંકર દત્તાત્તય કાલેલકર. ૧૦. પિયુષ દીવાન. ૧૧. કાન્તીલાલ ગાંધી. ૧૨. માધુ એમ. ડી. ૧૩. કુમારી લલીતા બ્હેન. ઇનામો **પૂજ્ય મહાત્મા ગાંધીજીના હસ્તે વહેંચવામાં આવેલાં.**



## આ પુસ્તકમાં વપરાએલા તાલ, તેની માત્રા ગણવાની સમજુતી તથા ઠેકાના (નરઘાનાં) બોલ.

માત્રા–૧૬ (૧) ત્રિતાલ          તાલ ૧, ૫, ૧૩ ખાલી ૯

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ધા | ધિં | ધિં | ધ | ધા | ધિં | ધિં | ધા | ધા | તિં | તિં | તા | તા | ધિં | ધિં | ધા |
| ૧ | | | | ૫ | | | | + | | | | .૧૩ | | | |

માત્રા—૧૦ (૨) ઝપતાલ માત્રા ૧, ૩, ૮ ખાલી ૬

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ધી | ના | ધી | ધી | ના | તી | ના | ધી | ધી | ના |
| ૧ | | .૩ | | | + | | ૮ | | |

માત્રા-૬ (૩) દાદરા તાળી-૧ ખાલી ૪

| | |
|---|---|
| ૧ ૨ ૩ | ૪ ૫ ૬ |
| ધા ધી ના | ધા તી ના |
| ૧ | + |

માત્રા-૧૨ (૪) એક તાલ. તાળી ૧,૫,૯, ૧૧ ખાલી ૩,૭

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૨ | ૩ ૪ | ૫ ૬ | ૭ ૮ | ૯ ૧૦ | ૧૧ ૧૨ |
| ધીં ધીં | ધાગિ તૂક | તૂ ના | ક ત્તા | ધીં તૂક | ધીં ના |
| ૧ | + | ૫ | + | ૯ | ૧૧ |

માત્રા-૧૨ (૫) ચૌતાલ તાળી ૧,૫,૯,૧૧ ખાલી ૩,૭

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૨ | ૩ ૪ | ૫ ૬ | ૭ ૮ | ૯ ૧૦ | ૧૧ ૧૨ |
| ધા ધા | દિં તા | કિટ ધા | દિં તા | કિટ તક | ગદી ગન |
| ૧ | + | ૫ | + | ૯ | ૧૧ |

માત્રા-૮ (૬) ઘુમાળી [લાવણી] તાળી ૧,૩,૭ ખાલી ૫

| | | | |
|---|---|---|---|
| ૧ ૨ | ૩ ૪ | ૫ ૬ | ૭ ૮ |
| ધીં ધીં | ધા તિં | તા ધિં | ધિં ધા |
| ૧ | ૩ | + | ૭ |

માત્રા-૪ (૭) કેરવા તાળી ૧ ખાલી ૩

| | |
|---|---|
| ૧ ૨ | ૩ ૪ |
| ધાગિ નતિ | નક ધિંના |
| ૧ | + |

માત્રા-૭ (૮) રૂપક તાળી ૧, ૪, ૬.

| | | |
|---|---|---|
| ૧ ૨ ૩ | ૪ ૫ | ૬ ૭ |
| તી તીના | ધી ના | ધી ના |
| ૧ | ૪ | ૬ |

માત્રા-૧૪ (૯) દીપચંદી તાળી ૧, ૪, ૧૧ ખાલી ૮

| | | | |
|---|---|---|---|
| ૧ ૨ ૩ | ૪ ૫ ૬ ૭ | ૮ ૯ ૧૦ | ૧૧ ૧૨ ૧૩ ૧૪ |
| ધા ધીં- | ધા ધા તીં- | તા તીં- | ધા ધા ધીં— |
| ૧ | ૪ | + | ૧૧ |



प्रो. नारायणराव व्यास.

# શાસ્ત્રીય માહિતિ

રાગ-ભૈરવી

डिं डिं डिं कृत डिंब डिम्ब डमरुः पाणौ यथा यस्य वै ।
फुं फुं फुं कृत सर्प जाल हृदये घं घं च घंटा रवम् ।।
बं बं बं कृत वह्नि भाल नयनं कारुण्य पूर्ण परम् ।
चं वं वं कृत बंब बम्ब वहनं ध्याये शिवं शंकरम् ।।

ॐ सहनाववतु ।। सह नौ भुनक्तु ।। सह वीर्यं करवा वहै तेजस्वीनावधीतमस्तु मा विद्विषा वहै ।।

ॐ शान्तिः शान्तिः शान्तिः ।।

સંગીતના બે પ્રકાર છે. એક માર્ગ સંગીત અને બીજું દેશી સંગીત. વેદ કાળમાં પ્રાચીન ઋષિ મુનિયો જે સંગીત કરતા તે માર્ગ અથવા ગાંધર્વ સંગીત કહેવાય છે. અને માર્ગ સંગીનમાંથી કાળક્રમે પરાવર્તન પામેલું દેશ દેશની રૂઢિ પ્રમાણે રાગ રાગિણિઓ વાળું અને મનને આનંદ આપનાર જે સંગીત હાલમાં પ્રચલિત છે તે દેશી અથવા આર્ય સંગીત કહેવાય છે. હાલનું સંગીત અસલના ગ્રંથો છોડી કેટલેક અંશે દૂર ગયું છે. તેથી તેના નિયમો પ્રાચીન ગ્રંથોના નિયમોથી કોઇ કોઇ ઠેકાણે જુદા પડે છે.

હાલ સમસ્ત હિંદુસ્તાનમાં જે સંગીત ચાલે છે, તેના બે ભેદ છે. એક દક્ષિણ હિંદુસ્તાનનું જેને કર્ણાટકી પદ્ધતિ કહે છે અને બીજું ઉત્તર હિંદુસ્તાનનું સંગીત એટલે જેને આપણે હાલનું ચાલુ વ્યવહારૂ સંગીત કહીએ છીએ.

## સંગીતના બે ભાગ છે

(૧) **શાસ્ત્રીય સંગીત** રાગ, તાલ અને ભાવ તેના નિયમ પ્રમાણે સારી મધુર રીતે જે ગાયનો ગાવામાં આવે છે તે શાસ્ત્રીય સંગીત કહેવાય છે,

( આ પ્રથમ ભાગમાં શાસ્ત્રીય સંગીતનું જ્ઞાન ટુંકમાં આપેલું છે. જેથી તે શરૂઆતના વિદ્યાર્થીઓને મદદ રૂપ થઈ પડે તેમજ સરળ અને રસ મય થાય. તેનું સંપૂર્ણ જ્ઞાન બીજા ભાગમાં આવશે, કારણ કે પ્રથમ શાસ્ત્રના ઉંડાણમાં પડી એ તો વિદ્યાર્થી કંટાળી જવાનો સંભવ રહે છે. )

(૨) **લોક સંગીત**

હાલરડાં, ભજન, રાસ, ગરબા વગેરે ગીતોનો આમાં સમાવેશ થાય છે. આ બધામાં કાવ્ય રસ પ્રધાન હોય છે. આવા ગીતોમાં શાસ્ત્રના અગર રાગના નિયમ બારીકાઈથી પાળવામાં આવતા નથી.

### નાદ

સંગીતનો સંબંધ અવાજની સાથે હોય છે અને આ અવાજ ના બે પ્રકાર છે તેમાંથી આપણે સંગીતોપયોગિ અવાજને નાદ એ સંજ્ઞા આપીએ છીએ. સંગીત શાસ્ત્રમાં એવા નાદ બાવીસ માનવામાં આવેલા છે. આ નાદોને જૂના શાસ્ત્રકાર " શ્રુતિ: " કહે છે. **શ્રૂયતે इति श्रुतिः** જે સાંભળી શકાય છે, તેને શ્રુતિ કહે છે. શ્રુતિ બાવીસ છે.

### સ્વર પ્રકાર

આ બાવીસ નાદમાંથી સાત નાદ મુખ્ય છે, તેને સ્વર કહેવામાં આવે છે. દરેક નાદ એક પછી એક નક્કી કરેલા પ્રમાણમાં ઊંચો હોય છે. શાસ્ત્રગ્રંથોમાં તેમનાં નામ ષડ્જ, રિષભ, ગંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ છે. પરન્તુ પ્રચારમાં આપણે ગાતી વખતે **સા, રિ, ગ, મ, પ, ધ, નિ,** આ પ્રમાણે નામથી ઓળખીએ છીએ અને ગાઈએ છીએ.

વિદ્યાર્થીઓને સરળ પડે તથા રસમય થાય તેમજ પરીક્ષામાં ઘણું ઉપયોગી થઇ પડે તેથી પ્રશ્નોત્તરના રૂપમાં શાસ્ત્રનું જ્ઞાન આપવામાં આવ્યું છે.

સવાલ—સંગીત એટલે શું ?

જ—સં એટલે સારી રીતે, ગીત એટલે ગાવું. **गीतं च वाद्यं च नृत्यं च त्रयं संगीत मुच्यते** સંગીત એટલે સારી રીતે ગાવું એવો અર્થ સમાએલો છે. સંગીતમાં ગીત (ગાયન, ગાનવિદ્યા ) વાદ્ય ( વાદનકળા ) તથા નૃત્ય એ ત્રણે કળાનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં ગાનકળા પ્રધાન છે, અને તેમાંજ વાદ્ય અને નૃત્યકળાનો સમાવેશ કરવામાં આવેલો છે. ગાનવિદ્યા સ્વયં પ્રકાશિત છે, તેને નૃત્ય અગર વાદનની સહાયની ગરજ નથી. **गीतं वाद्यानुगंप्रोक्तं वाद्यं गीतानुवर्त्ति च ।** છતાં પણ ગાન, વાદ્ય તથા નૃત્ય સાથે કરવામાં આવે તો ઘણું સુંદર લાગે છે, તેનો સંપુર્ણભાવ પ્રગટ થાય છે અને તેનેજ ખરૂં સંગીત કહે છે. માટે એ ત્રણેજ સંગીત કહેવાય એવો અમારો નમ્ર મત છે.

સ— સંગીત શીખતી વખતે પહેલું શું શીખવું જોઇએ ?

જ— સ્વર શીખવા જોઇએ.

સ— સ્વર એટલે શું ?

જ— સ્વર એટલે સંગીતનાદ. સજીવ પ્રાણીઓના મધુર અવાજને સ્વર કહેવામાં આવે છે. વળી જડ પદાર્થોમાંથી ઉત્પન્ન થતી જેટલી ધ્વનિયો મધુર હોઇ મન પર આનંદની, શાંતિની કે કોમળતાની લાગણી ઉત્પન્ન કરે છે તેને પણ સ્વર કહે છે.

સ—સ્વર કેટલા છે. અને તેમના નામ શું શું છે ?

જ—સ્વર સાત છે. ષડ્જ, રિષભ, ગંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ.

સ—ગાતી વખતે આ સ્વરોનો ઉચ્ચાર શી રીતે કરવો ?

જ—**સા, રિ, ગ, મ, પ, ધ, નિ.**

સ—સાત સ્વરના સમૂહનું નામ શું છે?

જ—સપ્તક.

સ—સપ્તક કેટલા છે ?

જ—સપ્તક ઘણા છે, પરંતુ પ્રચારમાં ફક્ત ત્રણજ આવે છે.

સ—ત્રણ સપ્તકનાં ક યાં ક યાં નામ છે ?

જ—મંદ્ર, મધ્ય અને તાર.

સ—આ ત્રણ સપ્તકનો અવાજ કયા કયા સ્થાનેથી નીકળે છે ?

જ—મંદ્ર સપ્તકનો અવાજ હૃદયમાંથી, મધ્ય સપ્તકનો અવાજ કંઠ સ્થાનમાંથી અને તાર સપ્તકનો અવાજ તાલુ સ્થાનમાંથી નીકળે છે. મંદ્ર સપ્તકનો અવાજ નીચો તથા જાડો, મધ્યનો મધ્યમ અને તાર સપ્તકના સ્વરોનો અવાજ ઉંચો તથા ઝીણો હોય છે. સાત સ્વરો અનુક્રમે એક એકથી ઉંચા નાદ છે. જેનું પ્રમાણ અપૂર્ણાંકમાં નાદ શાસ્ત્રના નિયમના આધારે નીચે પ્રમાણે છે:—

| સ્વરો | સા | રિ | ગ | મ | પ | ધ | નિ | સા |
|---|---|---|---|---|---|---|---|---|
| પ્રમાણ | ૧ | ૧ ૧/૮ | ૧ ૧/૪ | ૧ ૧/૩ | ૧ ૧/૨ | ૧ ૨/૩ | ૧ ૭/૮ | ૨ |

સ—સ્વરને ઉંચે ચઢાવવાના તથા નીચે ઉતરવાના ક્રમને શું કહે છે ?

જ—સા, રિ, ગ, મ, પ. ધ, નિ, સા આ ક્રમને આરોહ કરે છે અને સા, નિ. ધ, પ. મ, ગ, રિ, સા આ ક્રમને અવરોહ કહે છે.

સ—સ્વરોના કેટલા પ્રકાર છે ?

જ—બે પ્રકાર છે. એક અવિકૃત એટલે વિકાર ન પામે તેવા સ્વર અર્થાત પોતાના શુદ્ધ રૂપથી નહીં ફરે તેવા સ્થાયી સ્વર અર્થાત કોમળ તીવ્ર થનારા સ્વર અને બીજા વિકૃત એટલે કે

પોતાના શુદ્ધ રૂપથી ચલિત થાય તેવા સ્વર અર્થાત કોમળ તીવ્ર થનારા સ્વર.

સ—શુદ્ધ સ્વરોમાં કયા કયા સ્વરો અવિકૃત છે ?

જ—૦ **સા** અને **પ** એ બે સ્વરો.

સ—૦ શુદ્ધ સ્વરોમાં કયા કયા સ્વરો વિકૃત છે ?

સ—૦ **રિ, ગ, મ, ધ, નિ.** એ પાંચ સ્વરો.




સ—એક સપ્તકમાં કેટલા સ્વર હોય છે ?

જ—એક સપ્તકમાં કુલ બાર સ્વર. **સા, રિ, ગ, મ, પ. ધ, નિ.** સાત શુદ્ધ સ્વર તથા રીૅ, ગૅ, મી, ધૅ, નૉ. પાંચ વિકૃત સ્વર એકંદરે મળી કુલ એક સપ્તકમાં બાર સ્વર હોય છે.

સ—સ્વરના ભેદ કયા છે ?

જ—શુદ્ધ, કોમળ, અને તીવ્ર.

સ—શુદ્ધ સ્વર એટલે શું ?

જ—કુદરતી નિયમ પ્રમાણે જે સ્વર નીકળે છે તેને શુદ્ધ સ્વર કહે છે.

સ—તીવ્ર અને કોમળ સ્વર એટલે શું ?

જ—શુદ્ધ સ્વરથી (અરધો) ઉતરતો હોય તેને કોમળ તથા શુદ્ધ સ્વરથી (અરધો) સ્વર ચઢતો હોય તેને તીવ્રસ્વર કહે છે. શુદ્ધ

